३२१५

# नकशा शिक्षक भाग २ जो.

અથવા

## મુંબાઇ ઇલાકાનો નકશો જોવાની નોટ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઠક્કર પ્રાગજી ડોસાજી.

વારાહી—ઇલાકે પાલણપુર.

અમદાવાદ—આર્યોદય પ્રેસ.

સંવત ૧૯૪૪—સન ૧૮૮૭

# नकशा शिक्षक भाग २ जो.

## (અથવા મુંબાઇ ઇલાકાનો નકશો જોવાની નોટ).

આ પ્રાંતનો નકશો શિખવતાં પેહેલાં તેની દિશાઓ-નું જ્ઞાન વિધાર્થીઓને બરાબર કરાવવું. પછી તેના ભાગ વગેરેની બરોબર માહીતી આપવી. બાદ ગામો વગેરે ચલાવવાં.

### મુંબાઇ ઇલાકાનું વર્ણન.

એશિઆ ખંડની હિંદુસ્તાન દેશની પશ્ચિમ દિશાએ આ મોટો ઇલાકો આવેલોછે. તેમાં ૨,૩૩,૯૫,૬૬૩ માણસો વસેછે. અને ૧,૯૧,૮૭૫ ચોરસ મૈલ ભૂમીછે.

**સીમા**—એની ઉતરે બલુચીસ્તાનછે. **પુર્વે**—માળવા, મધ્યપ્રાંતો, મદ્રાસ ઇલાકો, અને રજપૂત સંસ્થાનો છે. પ-ને બલુચીસ્તાન, તથા અરબી સમુદ્રછે. દક્ષિણે મહિસૂર ...રે છે.

આ ઈલાકામાં મોટામાં મોટાં બંદર મુંબાઈ, કરાંચી, અને કારવાડ છે. મુખ્ય પર્વતો (૧) સંહ્યાદ્રિ. તેને પશ્ચિમ-ઘાટ પણ કહેછે. (૨) સાતપુડા.

**મુખ્ય નદીઓ**—સિંધુ, સાબરમતી, નિરા, ભીમા, તાપી, ગોદાવરી, કૃષ્ણા, વિગેરે નાની મોટી નદીઓ ઘણીછે.

**રાજ્યરીતિ**—આ ઇલાકા ઉપર ગવર્નર સાહેબનો—

અમલ છે. તેઊ સાહેબ મુંબાઈમાં રહેછે. આ ઈલાકામાં ઘણાં દેશી રાજ્યો છે. તેમના ઉપર તેઊ સાહેબ હકૂમત ચલાવી શકે. તેમની વચ્ચે કાંઈ વાંધો પડે તોપણ તે કહાડે છે.

**વિભાગ**-(૧) સિંધદેશ, (૨) ગુજરાત, (૩) કચ્છ, (૪) દક્ષિણ મહારાષ્ટ્ર, (૫) મહારાષ્ટ્ર. તેમાં મોટામાં મોટુ શેહેર મુંબાઈ છે. આ શેહેરમાં હાલ ઘણો બેપાર ચાલેછે. મોટા મોટા સાહુકારો વસેછે. રેલવે સ્ટેસન ત્યાં છે. તેમાં ચોતરફની ઘણી રેલવે (આગ ગાડી) આવેછે. આગબોટો પણ પુષ્કળ આવજા કરેછે. આ શેહેર આરબી સમુદ્રના કિનારા ઉપર આવેલું છે. તેમાં, ૭૭૩,૧૯૬ માણસો વસેછે. અહીં વૈશ્નવ, શૈવ, જૈન, ખ્રીસ્તી, ઇત્યાદી પુષ્કળ ધર્મના લોકો રહેછે. ટુંકામાં આ શેહેર મન રંજન કરનારૂં અને બહૂ ધનાઢ્ય છે.

એ રીતે આખા ઇલાકાનું વર્ણન ટુકામાં આપ્યા પછી તેના દરેક જીલ્લાની ટુંક હકિકત આપીછે.

## ૧—સિંધ દેશનું વર્ણન.

તેમાં નીચે પ્રમાણે જીલ્લા, એજન્સિઓ વગેરે આવેલાં છે.

જીલ્લા કે એજન્સિનું નામ તથા મુખ્ય શેહેર.

૧ સિંધનો ઉપરનો સરહદનો મુલક—જાકોબાબાદ. ૨ શિકારપુર જીલ્લો—શિકારપુર. ૩ થરપારકર જીલ્લો—ઊમર ટ. ૪ કરાંચી જીલ્લો—કરાંચી. ૫ ખૈરપુર સંસ્થાન-ખૈર-
૬ હૈદ્રાબાદ જીલ્લો—હૈદ્રાબાદ.

અહીંના રાજકર્તાને કમીશનર કહેછે. તેમાં ૪૮૦૧૪ ચોરસ મૈલ ભૂમિ છે. અને ૨૪,૧૩,૮૨૩ માણસની વસ્તીછે. તેમાં વરસાદ થોડો વરસેછે. પણ સિંધુનદી વરસાદનીગરજસારેછે.

**મુખ્ય નિકાશ**—ઘહું,મગ,મઠ,જુવાર,બાજરી,ડાંગર,ઈ.

૨ **કચ્છ**—આ દેશમાં ૫,૧૨,૦૮૪ માણસની વસ્તી છે.

**મુખ્ય વેહેળા**—(૧) રૂકમાવતિ (૨) અને ખારી નામે છે તે વરસાદની ગરજ સારેછે, આ મુલકનાં સોળ પ્રગણાં ઠરાવેલાં છે તે નીચે પ્રમાણે.

**પ્રગણાં**—૧ પાગર. ૨ મીઆણી, ૩ પચ્છમ, ૪ પ્રાંથળ, ૫ ખડીર, ૬ બની, ૭ અંજાર ચોવીસી, ૮ વાગડ, ૯ કાંઠી, ૧૦ હાલાચોવીસી, ૧૧ ભુવડ ચોવીસી, ૧૨ અબડાસા, ૧૩ મોડાસા, ૧૪ કંડ, ૧૫ ગરડો, ૧૬ માક વગેરે.

**વર્ણન**—આ દેશનું મુખ્ય શેહેર ભૂજ તેમાં મહારાજા રહેછે. તેમાં ૨૦,૬૬૧ માણસો રહેછે. માંડવી, તુણા, લખપત, જખૌ, મુંદરા, વિગેરે બંદરો છે. ભચૌ, રાપર, અંજાર, કઠેરા, ભદ્રેસર, નળિઆ, વિગેરે ઘણા કસ્બા છે. અહીંના મહારાજા જાતે જાડેજા રજપૂત છે.

**નિકાશ**—ઘહું, મગ, મઠ, દીવેલી, રાઇ, વગેરે છે.

(૩) **ગૂજરાત**—એમાં પાંચ જીલ્લા કરેલા છે.

## જીલ્લા.

જીલ્લાનું નામ—મુખ્ય શેહેર.

(૧) અમદાવાદ જીલ્લો—અમદાવાદ. (૨) સુરત જીલ્લો—

સુરત. (૩) પંચમહાલ—ગોધરા અને દાહોદ. (૪) ખેડા જીલ્લો—ખેડા. (૫) ભરૂચ જીલ્લો—ભરૂચ.

## મુખ્ય એજન્સિઓ.

એજન્સિનું નામ—મુખ્ય શેહેર.

| | | | |
|---|---|---|---|
| ૧ | પાલણપુર એજન્સિ— | | પાલણપુર. |
| ૨ | કાઠિઆવાડ | ,, | રાજકોટ. |
| ૩ | રેવાકાંઠા | ,, | નાંદોદ. |
| ૪ | મહીકાંઠા | ,, | સાદરા. |
| ૫ | પંચમહાલ | ,, | નારૂકોટ. |
| ૬ | સુરત | ,, | વાંસદા-ધરમપુર. |

મુલકનું નામ—મુખ્ય શેહેર.

૧ ગાયકવાડનો મુલક—વડોદરા.

મુખ્ય સંસ્થાન—મુખ્ય શેહેર.

૧ ખંભાત સંસ્થાન—ખંભાત.

**મુખ્ય નદીઓ**—તાપી, કીમ, મીંઢોળા, પુર્ણા, કોલક, પાર, અંબિકા, નર્મદા, તાપી, બનાસ સરસ્વતિ વગેરેનદીઓ છે.

**ભાષા**—ગુજરાતી છે. પણ ઇંગ્રેજી ભાષાનો ઉદય થયો છે. કેટલેક ઠેકાણે મરાઠી ભાષા પણ બોલેછે.

**વર્ણન**—આ પ્રાંતનું મુખ્ય શેહેર અમદાવાદ સાબરમતીનદી ઉપર છે. લોકો ઉદ્યોગી છે.

**૧ અમદાવાદ જીલ્લો**—તેમાં સાત પ્રાંત છે.

૧ વીરમગામ, ૨ ધંધુકા, ૩, પ્રાંતીજ, ૪ ઘોઘા, ૫ ધોલકા, ૬ સાણંદ, ૭ દસક્રોઈ.

**૨ સુરત જીલ્લો**—તેના આઠ તાલુકા કરયા છે. ૧ પારડી, ૨ બારડોલી, ૩ ઓરપાડ. ૪ વલસાડ, ૫ માંડવી, ૬ જલાલપુર, ૭ ચીખલી, ૮ ચોર્યાસી.

**૩ પંચમહાલ જીલ્લો**—એમાં ૧ ગોધરા, ૨ કાલોલ ૩ દાહોદ નામે ત્રણ તાલુકા છે.

**૪ ખેડા જીલ્લો**—એમાં કપડવંજ, માતર, ઠાસરા, આણંદ, નડીઆદ, બોરસદ, મેમદાવાદ, એ તાલુકા છે.

**૫ ભરૂચ જીલ્લો**—એના પાંચ ભાગ કરેલા છે. ૧ ભરૂચ, ૨ આમોદ, ૩ જંબુસર, ૪ અંકલેશ્વર, ૫ વાગરા.

**૬ પાલણપુર એજન્સિ**—એમાં ૧૧ સંસ્થાનો છે. ૧ પાલણપુર, ૨ રાધનપુર, ૩ તેરવાડા, ૪ વારાહી, ૫ થરાદ, ૬ વાવ, ૭ સુઈગામ, ૮ દેવદર, ૯ સાંતલપુર, ૧૦ કાકેજ ૧૧ ભાભર.

**૭ કાઠિયાવાડ એજન્સિ**—એના ચાર પ્રાંત કરેલા છે. ૧ ઝાલાવાડ, ૨ ગોહેલવાડ ૩ સોરઠ, ૪ હાલાર.

**૮ રેવાકાંઠા એજન્સિ**—એમાં ૭ સંસ્થાનો કરેલાં છે. ૧ રાજપીંપળા, ૨ બારીઆ, ૩ છોટાઉદેપર, ૪ સુંથ ૫ લુંણાવાડા, ૬ વાડાસીનોર.

**૯ મહિકાંઠા એજન્સિ**—એમાં ૭ પ્રગણાં કરેલાં

છે ૧ નાની મારવાડ, ૨ રેવર, ૩ સાબરકાંઠો, ૪ વાત્રક કાંઠો, ૫ કટોસણ, ૬ બાવીસી.

૧૦ પંચમહાલ—એનું મુખ્ય શેહેર નારૂ કોટછે. તેમાં ૫૨ ગામ છે. તથા ૧૪૩ ચોરસ મૈલ ક્ષેત્રફળ છે. અને ૬,૪૪૦, માણસો વસેછે.

૧૧ સુરત એજન્સિ—એમાં વાંસદા, ધરમપુર અને સચીણ નામનાં ત્રણ સંસ્થાનોછે.

૧૨ ગાયકવાડનો મૂલક—મુખ્યશેહેર વડોદરામાં મહારાજા રહેછે. તેનાં ઘણાં પ્રગણાં કરેલાંછે. તે ચોતરફ ફરતાંછે.

૧૩ ખંભાત સંસ્થાન—એનું મુખ્યશેહેર ખંભાતછે. ૮૬૦૭૪ માણસો વસેછે. મહી નદીને તીરે ખંભાત શેહેર આવેલુંછે. ત્યાંની સુત્રફેણી વખણાયછે.

૪ **દક્ષિણ મહારાષ્ટ્ર**—એમાં નીચે પ્રમાણે જીલ્લા કરેલાછે.

## મુખ્ય જીલ્લાનાં નામ અને મુખ્ય શેહેર.

૧ કલાદગી જીલ્લો—કલાદગી. ૨ ધારવાડ જીલ્લો—ધારવાડ. ૩ બેલગામ જીલ્લો—બેલગામ. ૪ ઉત્તર કાનડા જીલ્લો—કારવાડ. ૫ દક્ષિણ મરાઠા જાગીર—સાંગલી. ૬ કોલાપુર જીલ્લો—કોલાપુર. ૭ સાવનુર સંસ્થાન—સાવનુર.

**નિકાશ**—ઘહું. ચણા, રૂ, વગેરે.

**૧ કલાદગી જીલ્લો**—એમાં ૬૩૮૪૫૩ માણસો

વસેછે. લોકો ખેતી, અને વણુવાનો મુખ્ય ઉદ્યોગ કરેછે. ભાષા કાનડી બોલાયછે.

**૨ બેલગામ જીલ્લો**—એમાં મોટી નદી કૃષ્ણા છે. એનું ક્ષેત્રફળ ૪૬૫૭ ચોરસ મૈલ છે. અને ૮૬૪૦૧૪ માણસો રહેછે.

**૩ ધારવાડ જીલ્લો**—એમાં ૪૫૩૫ ચોરસ મૈલ ભૂમી છે. અને ૮૮૨૯૦૭ માણસો રહેછે.

**૪ ઉત્તર કાનડા જીલ્લો**—એમાં કારવાડ, હોનાવર, કુંપટા, વિગેરે મોટાં બંદરોછે.

**૫ કોલાપુર જીલ્લો**—મુખ્ય શેહેર કોલાપુર છે.

**૬ દક્ષિણ મરાઠા જાગીર**—એમાં ૫,૨૩,૧૫૩ માણસની વસ્તી છે તેમાં જમખંડી, સાંગલી, રામદૂર્ગ, મૂધોળ, ઇત્યાદિક શેહેરો છે.

**સાવનૂર સંસ્થાન**—એમાં ૧૪,૭૬૩ માણસો વસે છે અને ૭૦ ચોરસ મૈલ જેટલી ભૂમી છે.

**૫ મહારાષ્ટ્ર દેશ**—એમાં ૧૬ જીલ્લા, એજન્સિઓ વગરે છે. તેનાં નામ—

નામ અને મુખ્ય શેહેર.

૧ જવાર સંસ્થાન—જવાર. ૨ જંજીરા સંસ્થાન—જંજીરા. ૩ સાવંતવાડી સંસ્થાન—સાવંતવાડી. ૪ પેંઠ સંસ્થાન—પેંઠ. ૫ અકલકોટ સંસ્થાન—અકલકોટ. ૬ થાણા

જીલ્લો—થાણા. ૭ કોલાબા જીલ્લો—અલીબાગ. ૮ રત્નાગીરી જીલ્લો—રત્નાગીરી. ૯ ખાનદેશ જીલ્લો—ધુળિઆ. ૧૦ નાશિક જીલ્લો—નાશિક. ૧૧ અહમદનગર જીલ્લો—અહમદનગર. ૧૨ પુણા જીલ્લો—પુણા. ૧૩ સતારા જીલ્લો—સતારા. ૧૪ સોલાપુર જીલ્લો—સોલાપુર. ૧૫ ખાનદેશ એજન્સિ. ૧૬ સતારા જાગીર—ઔંધ, જત વગેરે.

આ પ્રમાણે આ ઈલાકાની કેટલીક ટુંક બીના જણાવ્યા પછી તેની અંદરનાં તમામ શેહેરો, નદિઓ, બંદરો, પર્વતો વગેરેની યાદી આપવાની જરૂર જણાઇ તેથી.

## અમદાવાદ જીલ્લાનાં ગામ. (૧૧)

| | | |
|---|---|---|
| ૧ અમદાવાદ. | ૫ પ્રાંતીજ. | ૯ રાણપુર |
| ૨ ધોલેરા. | ૬ બરવાળા. | ૧૦ વીરમગામ |
| ૩ ધોલકા. | ૭ બોટાદ. | ૧૧ સાનંદ |
| ૪ ધંધુકા. | ૮ મોહનપુર. | |

## અહમદનગર જીલ્લાનાં ગામો. (૧૭)

| | | |
|---|---|---|
| ૧ અહમદનગર | ૭ નેવાસેં | ૧૩ વાંબુરી |
| ૨ આકોલે | ૮ પાથરડી | ૧૪ સેવગાંવ |
| ૩ કર્જત | ૯ પારનેર | ૧૫ સોનાઇ |
| ૪ કોપરગાંવ | ૧૦ પુંણતાંવ | ૧૬ સંગંમનેર |
| ૫ ખરડેં | ૧૧ ભિંગાર | ૧૭ શ્રીગોંદે |
| ૬ જામખેડ | ૧૨ રાહુરી | |

## અકલકોટનાં ગામો—૧ અકલકોટ.

## કાનડા જીલ્લાનાં ગામો. (૧૨)

| | | |
|---|---|---|
| ૧ કુમટેં | ૫ સિરસી | ૯ હલિંઓલ |
| ૨ કારવાર | ૬ સિદ્ધાપૂર | ૧૦ યલ્લાપૂર |
| ૩ ગૈરસપ્પા | ૭ સુપેં | ૧૧ હોનાવર |
| ૪ ભાટકલ | ૮ સુદા | ૧૨ બિલગી |

## કરાંચી જીલ્લાનાં ગામો. (૧૩)

| | | |
|---|---|---|
| ૧ કરાંચી | ૬ મનોરા | ૧૧ સેવાન |
| ૨ કોટ્રી | ૭ માલીર | ૧૨ ઝરક |
| ૩ ઠઠ્ઠા | ૮ મુગલભીમ | ૧૩ મિરપુર સાકર |
| ૪ ડાડૂ | ૯ માઝાંદ | |
| ૫ ખોલારી | ૧૦ શાહબંદર | |

## કચ્છપ્રાંતનાં ગામો. (૨૨)

| | | |
|---|---|---|
| ૧ અંધોઇ | ૯ તેરા | ૧૭ રાપર |
| ૨ આરિસર | ૧૦ તુંણા | ૧૮ લખપત |
| ૩ અંજાર | ૧૧ નરાએટ(રણમાં) | ૧૯ લુંણા |
| ૪ કોરા | ૧૨ પલાંસવું | ૨૦ ચોબારી |
| ૫ કોઠાર્યા | ૧૩ ભચાઊ | ૨૧ ભદ્રેશ્વર |
| ૬ કંથકોટ | ૧૪ બેલા | ૨૨ ભૂજ |
| ૭ જખૌ | ૧૫ મુંદરા | |
| ૮ જાહાવેડ | ૧૬ માંડવી | |

## કલાદગી જીલ્લાનાં ગામો. (૧૩)

| | | |
|---|---|---|
| ૧ ઇલકલ | ૨ ઇંદી | ૩ કલાદગી |

૪ કેરૂર
૫ તાલિકોટ
૬ બદામી
૭ બાગલકોટ
૮ બાગેવાડી
૯ મનગોળી
૧૦ મુદ્દેબિહાગ
૧૧ વિજાપૂર
૧૨ સિનગી
૧૩ હુનગુંદ

## કાઠીઆવાડનાં ગામો (૬૫)

૧ આરંભડું
૨ અમરાપુર
૩ અમરેલી
૪ કચ્છીગઢ
૫ કુંડલા
૬ કોડીનાર
૭ ખંભાળીઆ
૮ ગારીઆધર
૯ ગોરખમઢી
૧૦ ગોપનાથ
૧૧ ગોંડલ
૧૨ ધારી
૧૩ ઘોઘા
૧૪ ચિતળ
૧૫ ચુડા
૧૬ જસદણ
૧૭ જાફરાબાદ
૧૮ જુનાગઢ
૧૯ જેતપુર
૨૦ જોડિયા
૨૧ ડાઠા
૨૨ ડેડાણ
૨૩ દીવબેટ
૨૪ દ્વારકા
૨૫ ધીણાકી
૨૬ ધ્રોળ
૨૭ ધોરાજી
૨૮ ઢાંક
૨૯ ધ્રાંગદ્રા
૩૦ નવાનગર
૩૧ નાંલબાવલી
૩૨ પડધરી
૩૩ પાત્રી
૩૪ પાલીતાણા
૩૫ પોરબંદર
૩૬ બર્ડા
૩૭ બગસરા
૩૮ બજાણા
૩૯ બાંટવા
૪૦ બિલખા
૪૧ ભાવનગર
૪૨ મહુવા
૪૩ માલિયા
૪૪ માણેકવાડા
૪૫ મોરબી
૪૬ રાજકોટ
૪૭ લખતર
૪૮ લાઠી
૪૯ લિંમડી
૫૦ વઢવાણ
૫૧ વસાવડ
૫૨ પાલા
૫૩ વેરાવળ
૫૪ વાંકાનેર
૫૫ શિહાનગર
૫૬ સરધાર
૫૭ સાયલા

૫૮ ચોક
૫૯ સેરિયા
૬૦ સોનગઢ
૬૧ સોમનાથપટ્ટણ
૬૨ મઢી
૬૩ શિહોર
૬૪ હલવદ
૬૫ ઝીંઝુવાડા

## કોલાબા જીલ્લાનાં ગામો. (૭)

૧ તળેં
૨ નાગોઠણેં
૩ પેંણ
૪ મહાડ
૫ માણગાંવ
૬ રેવદંડા
૭ રોહેં

## કોલાપુર સંસ્થાનનાં ગામો. (૫)

૧ ઈમલકરંજી
૨ કાગલ
૩ કાપશી
૪ કોલ્હાપુર
૫ ગલકાપૂર

## ખાનદેશ જીલ્લાનાં ગામો. (૨૮)

૧ અમળનેર
૨ એરંડોલ
૩ ચાળિસગાંવ
૪ ચોપડેં
૫ જળગાંવ
૬ જાપનેર
૭ તળોંદે
૮ ધરણગાંવ
૯ ધુળે
૧૦ નસિરાબાદ
૧૧ નિજામપુર
૧૨ નેર
૧૩ નંદુરબાર
૧૪ પારોળે
૧૫ પિપળનેર
૧૬ ફૈજપુર
૧૭ બોદવડ
૧૮ ભડગાંવ
૧૯ ભુસાવળ
૨૦ મસાવળ
૨૧ પાવલ
૨૨ રાવેર
૨૩ વિરવેલ
૨૪ શહાદે
૨૫ શિરપૂર
૨૬ શેંદુર્ણી
૨૭ સાવદે
૨૮ પાચોંરે

## ખેડા જીલ્લાનાં ગામો (૧૩)

| | | |
|---|---|---|
| ૧ આનંદ | ૬ નડિઆદ | ૧૧ મેમદાવાદ |
| ૨ ઉમરેઠ | ૭ દાસરા | ૧૨ સમર્ખા |
| ૩ બોડ | ૮ બોરસદ | ૧૩ કપડવંજ |
| ૪ ખેડા | ૯ મહુધા | |
| ૫ ડાકોર | ૧૦ માતર | |

## ખૈરપુર સંસ્થાનનાં ગામો (૨)

૧ કોટઈમામધર | ૨ ખૈરપૂર

## ખંભાત સંસ્થાનમાં—(૧) ખંભાત.

## ગાયકવાડી પ્રગણાનાં ગામો (૭)

| | | |
|---|---|---|
| ૧ કડી | ૩ પટ્ટણ | ૬ સિદ્ધપુર |
| ૨ નવસારી | ૪ બડોદે ૫ વસ્રાવી | ૭ મૈસાણા |

## જવ્હાર સંસ્થાનમાં (૧) જવ્હાર.

## જંજીરા (હબસી મુલકમાં) (૨)

૧ જંજીરા | ૨ મરૂડ

## થરપારકરનાં ગામો (૭)

| | | |
|---|---|---|
| ૧ ઈસલામકોટ | ૩ ખિપરા ૪ છાયરા | ૬ મિતી |
| ૨ ઉમરકોટ | ૫ દિપલા | ૭ સંઘર |

## થાણા જીલ્લાનાં ગામો (૧૬)

| | | | |
|---|---|---|---|
| ૧ આગસી | ૫ ઠાણેં | ૯ ભિંવડી | ૧૩ વાડેં |
| ૨ ઊરણ | ૬ ડહાણું | ૧૦ માહીમ | ૧૪ વાંદ્રા |
| ૩ કર્જત | ૭ તારાપૂર | ૧૧ મુરવાડ | ૧૫ શાહાપૂર |
| ૪ ભિંમણી | ૮ પનવેલ | ૧૨ વસઈ | ૧૬ કલ્યાણ |

## દક્ષિણ મરાઠા જાગીરનાં ગામો (૬)

૧ જમખંડી
૨ મિરજ
૩ મુધોળ
૪ રામદૂર્ગ
૫ કુરૂંદવાડ
૬ સાંગલી

## ધારવાડ જીલ્લાનાં ગામો (૧૯)

૧ અણિગિરી
૨ કલઘટગી
૩ કોડ
૪ ગદગ
૫ ડંબળ
૬ ધારવાડ
૭ નરેગલ
૮ નરગુંદ
૯ નવલગુંદ
૧૦ બંકાપૂર
૧૧ મુંદરગી
૧૨ મુલગુંદ
૧૩ રાણેબિનૂર
૧૪ રોણ
૧૫ શેલવડી
૧૬ હવેરી
૧૭ હાનગલ
૧૮ હુબળી
૧૯ હેબળી

## નાશિક જીલ્લાનાં ગામો (૧૫)

૧ ઇગતપૂરી
૨ કાવનાઈ
૩ ચાંદવડ
૪ નાશિક
૫ નિફાડ
૬ નાંદગાવ
૭ પિંપળગાવ
૮ મનમાડ
૯ યેવલેં
૧૦ વિંમૂર
૧૧ સટાણે
૧૨ સિનર
૧૩ સાપરગાંવ
૧૪ સાયખેડે
૧૫ માલેગાંવ

## પાલણપુર એજન્સિનાં ગામો (૧૩)

૧ ઊન
૨ ટેરવાડા
૩ ડીસા
૪ રાધનપુર
૫ થરાદ
૬ દેવદર
૭ પાલણપુર
૮ ભાભર
૯ વારાહી
૧૦ મુંજપુર
૧૧ વાવ
૧૨ સમી
૧૩ સુઈગાવ

## પુણા જીલ્લાનાં ગામો (૨૧)

| | | |
|---|---|---|
| ૧ ઇંદાપૂરી | ૮ ચિંચવડ | ૧૫ પુરંદર |
| ૨ ઓનૂર | ૯ જેજુરી | ૧૬ પુણે |
| ૩ કડૂસ | ૧૦ તળેગાવદાભાડે | ૧૭ બારામતી |
| ૪ ખડકાળે | ૧૧ તળેગાવટંભઢેરે | ૧૮ મંમર |
| ૫ ખેડ | ૧૨ નારાયણગાંવ | ૧૯ શિરૂર |
| ૬ ઘોડે | ૧૩ પાબળ | ૨૦ સાસવડ |
| ૭ ચાકણ | ૧૪ પાટસ | ૨૧ સુપે |

## પેંઠ સંસ્થાનનાં ગામો (૧) પેંઠ.

## પંચમહાલનાં ગામો (૮)

| | | |
|---|---|---|
| ૧ કાલોલ ૨ ગોધરા | ૫ વેજલપુર | ૭ હાલોલ |
| ૩ દોહદ ૪ નારૂકોટ | ૬ સેહેરા | ૮ ઝાલોદ |

## બેલગાંમ જીલ્લાનાં ગામો (૧૯)

| | | |
|---|---|---|
| ૧ અથણી | ૮ બિડી | ૧૫ સૌદત્તી |
| ૨ કિતૂર | ૯ બેલગાંવ | ૧૬ સંકેશ્વર |
| ૩ કાંગનોલી | ૧૦ મનોળિ | ૧૭ સંપગાંવ |
| ૪ ગોકાક | ૧૧ નિપાણી | ૧૮ હુકેરી |
| ૫ ચિકોડી | ૧૨ મુરગોડ | ૧૯ હોંગલ |
| ૬ નંદીગડ | ૧૩ ચેકનમારડી | |
| ૭ પરસગડ | ૧૪ શાહાપૂર | |

## ભરૂચ જીલ્લાનાં ગામો (૭)

| | | |
|---|---|---|
| ૧ આમોદ | ૩ ગજેરા ૪ જંબુસર | ૬ વાઘરા |
| ૨ અંકલેશ્વર | ૫ ભડોચ | ૭ હાંસોટ |

## મહીકાંઠા એજન્સિનાં ગામો ૧૦

| | | |
|---|---|---|
| ૧ અહમદનગર | ૫ મોરસા | ૮ વાસના |
| ૨ આમલીઆરા | ૬ રણાસણ | ૯ સાદ્રા |
| ૩ ઈડર ૪ દાંતા | ૭ વડાલી | ૧૦ હારોળ |

## રત્નાગીરી જીલ્લાનાં ગામો (૧૬)

| | | |
|---|---|---|
| ૧ અંજનવેલ | ૭ દેવગડ | ૧૨ વિજયદુર્ગ |
| ૨ ખેડ ૩ ચિપલુણ | ૮ બાણકોટ | ૧૩ વેંગુર્લે |
| ૪ જયગડ | ૯ માલ્યણ | ૧૪ સંગમેશ્વર |
| ૫ દાભોળ | ૧૦ રાયપાટણ | ૧૫ હર્ણૈઇ |
| ૬ દાપોલી | ૧૧ રાજાપૂર | ૧૬ રત્નાગીરી |

## રેવાકાંઠા એજન્સિનાં ગામો (૭)

| | | |
|---|---|---|
| ૧ ઉદેપૂર છોટા | ૩ નાંદોદ | ૫ લુણાવાડા |
| ૨ દેવગડબારિયા | ૪ રાજપીપળા | ૬ સુંથ ૭ વાડાશીનોર |

## સરહદી મુલકનાં ગામો (૪)

૧ કસમેર. | ૨ ગારી હસન. | ૩ જાકોબાબાદ | ૪ મિરપુર.

## સતારા જાગીરનાં ગામો. (૪)

૧ ઔંદ. | ૨ જત. | ૩ ફલ્ટન. | ૪ ભોર.

## સતારા જીલ્લાનાં ગામો. ૧૮

| | | |
|---|---|---|
| ૧ ઇસ્લામપુર. | ૪ ખટાવ. | ૭ પરળી. |
| ૨ કહાડ. | ૫ ખાનાપૂર. | ૮ પાટણ. |
| ૩ કોરેગાંવ. | ૬ તાસગાંવ. | ૯ મેઢે. |

| | | |
|---|---|---|
| ૧૦ રહિમતપૂર. | ૧૩ વિટે. | ૧૬ હન્સવડ. |
| ૧૧ વાળવે. | ૧૪ શિરોળ. | ૧૭ મહાબળેશ્વર. |
| ૧૨ વાઇ. | ૧૫ સતારા. | ૧૮ નેરલે. |

સલગાણામાં સલગાણા.

## સાવનૂર સંસ્થાનનાં ગામો [૪]

૧ કુંદગોળ. | ૨ લક્ષ્મેશ્વર. | ૩ સાવનૂર. | ૪ સિરહદી

## શિકારપુર જીલ્લાનાં ગામો. [૧૧]

| | | | |
|---|---|---|---|
| ૧ ઉબારા | ૪ નસરાબાદ | ૭ લારખાના | ૧૦ સક્કર |
| ૨ ક્રેબર | ૫ બ્રાહ્નની | ૮ શિકારપૂર | ૧૧ સાહાપૂર |
| ૩ ઘોટકી | ૬ મિશ્રાઓ | ૯ શિજવળ | |

## સુરત જીલ્લાનાં ગામો. ૧૧

| | | |
|---|---|---|
| ૧ ઓરપાડ | ૫ પારડી | ૯ સચીન |
| ૨ ચિખલી | ૬ બલસાડ | ૧૦ સુરત |
| ૩ જલાલપૂર | ૭ બારડોલી | ૧૧ ધરમપુર |
| ૪ દમણ | ૮ રાંદેર | |

## સોલાપુર જીલ્લાનાં ગામો. (૧૩)

| | | |
|---|---|---|
| ૧ અકલૂજ | ૫ બાર્શી ૬ માઢે | ૧૦ વૈરાગ |
| ૨ કરકંબ | ૭ માળશિરમ | ૧૧ સોલાપૂર |
| ૩ જાવલી | ૮ મોહોળ | ૧૨ સાંગોળે |
| ૪ પંઢરપૂર | ૯ મંકુપ | ૧૩ કરમાળે |

## સાવંતવાડીમાં (૧)—સાવંતવાડી.

## હૈદરાબાદ જીલ્લાનાં ગામો (૧૦)

| | | |
|---|---|---|
| ૧ અલીઆસ્વાતાંડા | ૫ મહમદખાનાચા તાંડા | ૮ સાકરા |
| ૨ કંડીઆરા | ૬ મોરા | ૯ હાલા |
| ૩ નોવશેરા | ૭ શાહદાદપૂર | ૧૦ હૈદરાબાદ |
| ૪ બાગાચાતાંડા | | |

## ગોવાનાં ગામો (૩)

| | | |
|---|---|---|
| ૧ ગોવા. | ૨ નાનોરા | ૩ મોપસા |

## મુંબાઇ ઇલાકાનું મુખ્ય શેહેર—મુંબાઈ

---

## પર્વતોની યાદી.

| નામ. | ક્યાંછે. |
|---|---|
| ૧ સંહ્યાદ્રી પર્વત— | ખાનદેશ જીલ્લાથી ગોવા સુધી. |
| ૨ સાતપુડા પર્વત— | રાજપીંપળાથી રાવેર ,, |
| ૩ ગીરનાર પર્વત— | કાઠિઆવાડમાં ધારીની દક્ષિણે. |
| ૪ હાલા પર્વત— | સિંધ ને બલુચીસ્તાન સાથે જોડેછે. |

બીજા નાના પર્વતો ઘણા છે.

## સંહ્યાદ્રી પર્વતના ઘાટોની યાદી.

| નામ. | ક્યાંછે. |
|---|---|
| ૧ અણસૂરાઘાટ— | કોલાપુર સંસ્થાનમાંછે. |
| ૨ આંબાઘાટ. | ,, |

૩ આંબોલીઘાટ—નાશિક જીલ્લામાં છે.
૪ ઉંબરઘાટ. ,,
૫ કુંભાલીઆ ઘાટ—સતારાજીલ્લામાં છે.
૬ તિમીઘાટ—ઉત્તર કાનડામાંછે.
૭ દિવીઘાટ. ,,
૮ ઘરચાઘાટ—મહાબળેશ્વરની ઉત્તરેછે.
૯ કોકાઘાટ—કોલાપુર સંસ્થાનમાંછે.
૧૦ બોરઘાટ—પુણાજીલ્લામાંછે.
૧૧ મઢેઘાટ—મહાબળેશ્વરની ઉત્તરેછે.
૧૨ મળેઘાટ—સતારાજીલ્લામાં છે.
૧૩ રામઘાટ—બેલગાંવ જીલ્લામાંછે.

## નદીઓની યાદી (૨૪)

| નં. | નામ. | ક્યાંછે. | ક્યાં મળેછે. |
|---|---|---|---|
| ૧ | કૃષ્ણા | કલાદગી જીલ્લામાં | બંગાળી અખાતને મળેછે. |
| ૨ | ગોદાવરી | નાશિક જીલ્લામાં | આંબોલીઘાટ પાસેછે. |
| ૩ | અંબીકા | સુરત જીલ્લામાં | સમુદ્રને મળેછે. |
| ૪ | કોરી | સિંધ પ્રાંતમાં | ,, |
| ૫ | કોયના | સતારા જીલ્લામાં | કૃષ્ણા નદીને મળેછે. |
| ૬ | ગીરણા | ખાનદેશ જીલ્લામાં | તાપી નદીને મળેછે. |
| ૭ | ઘોડ | સોલાપુર જીલ્લામાં | ભીમા નદીને મળેછે. |
| ૮ | ઘટપ્રભા | બેલગામ જીલ્લામાં | કૃષ્ણા નદીને મળેછે. |

| | | | |
|---|---|---|---|
| ૯ | તાપીનદી | ખાનદેશ જીલ્લામાં | ખંભાતના અખાતને મળેછે. |
| ૧૦ | તિરાનદી | પુણા જીલ્લામાં | ભીમા નદીને મળેછે. |
| ૧૧ | નર્મદા | રેવા કાંઠામાં | ખંભાતના અખાતને મળેછે. |
| ૧૨ | નિરા | સોલાપુર જીલ્લામાં | સમુદ્રને મળેછે. |
| ૧૩ | પુર્ણા | સુરત જીલ્લામાં | ,, |
| ૧૪ | બનાસ | પાલણપુર એજ૦ | કચ્છના રણને મળેછે. |
| ૧૫ | ભાદર | કાઠીઆવાડમાં | સમુદ્રને મળેછે. |
| ૧૬ | મૂળામુંઠા | પુણાજીલ્લામાં | ભીમા નદીને મળેછે. |
| ૧૭ | વાર્ણા | સતારા જીલ્લામાં | કૃષ્ણા નદીને મળેછે. |
| ૧૮ | સરસ્વતિ | પાલણપુર એજ૦ | કચ્છના રણને મળેછે. |
| ૧૯ | સાબરમતી | મહીકાંઠામાં | ખંભાતના અખાતને મળેછે. |
| ૨૦ | સાવિત્રી | કોલાપુરમાં | સમુદ્રને મળેછે. |
| ૨૧ | મહી | રેવાકાંઠામાં | ખંભાતના અખાતને મળેછે. |
| ૨૨ | મલપ્રભા | બેલગાંવમાં | કૃષ્ણા નદીને મળેછે. |
| ૨૩ | સિંધુ | સિંધ પ્રાંતમાં | સમુદ્રને મળેછે. |
| ૨૪ | શેત્રુંજી | કાઠીઆવાડમાં | એજન. |

નકશામાં એ સિવાય નાની મોટી નદીઓ ઘણીછે. પણ તેનાં નામ જણાવ્યાં નથી. સબબ અહીં દાખલ કરી નથી.

આગળ જે ગામો, નદીઓ વિગેરે દર્શાવ્યાંછે. તેમાં કદાપિ કાંઇ ભૂલચૂક હોયતો વાંચનાર સજ્જન દરગુજર કરી સુધારીને વાંચશો.

## પ્રશ્નોત્તર.

પ્ર૦ મુંબાઈ ઇલાકામાં દેશી રાજ્યો ક્યાં ક્યાં છે? અને તેગનું મુખ્ય શેહેર શું?

ઉ૦ ૧ ખૈરપુરગાં ખૈરપુર. ૨ કચ્છ મુખ્ય શેહેર ભૂજ. ૩ ખંભાતમાં ખંભાત. ૪ ભાવનગરમાં ભાવનગર. ૫ ઇડર. ૬ જામનગર, ૭ જુનાગઢ, ૮ વડોદરા, ૯ પાલણપુર, ૧૦ નાંદોદ, ૧૧ જંજીરા, ૧૨ સાવંતવાડી, ૧૩ પેંઠ, ૧૪ અકલકોટ, ૧૫ સાવનૂર. ૧૬ રાધુણપુર વિગેરે.

પ્ર૦ આ ઇલાકામાં કઇ કઇ મોટી નદીઓછે. તેમાંની પવિત્ર કઈ ગણાયછે. તથા તે નદીઓ ક્યાંથી નીકળી ક્યાં વહેછે? અને તેના ઉપર ક્યાં શેહેરો આવેલાં છે. તે જાણતા હોય તો કહો?

ઉ૦ સિંધુ—હિમાળયના પર્વતમાંથી નીકળી સિંધ દેશમાં ઉત્તરથી દક્ષિણ તરફ વહી અરબી સમુદ્રમાં જાયછે. તેના ઉપર ૨ શિકારપુર, હૈદ્રાબાદ, સક્કર, ઠઠ્ઠા, કરાંચી, મીઆંની, કોત્રી વિગેરે શેહેરો છે. ૨ શેત્રુંજી—ગીર પર્વતમાંથી કાઠીઆવાડમાં વહી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર પાલીતાણા મોટામાં મોટું શેહેરછે. સિવાએ બીજાં ઘણાં ગામોછે. ૩ ભાદર—તે નદી કાઠીઆવાડના કેટલાક ભાગમાં વહી અરબી સમુદ્રગાં જાયછે. તેના ઉપર જેતપુર, નવીબંદર વિગેરે મોટાં શેહેરોછે. ૪ સરસ્વતી—આ નદી

શિરોહીના પહાડોમાંથી ઉત્પન્ન થઈ પાલણપુર એજન્સિમાં વહી કચ્છના અખાતમાં જાયછે. તેના ઉપર પાટણ, સિદ્ધપૂર વગેરે શેહેરો આવેલાં છે. ૫ બનાસ—તે શિરોહીના પહાડમાંથી નીકળી પાલણપુર એજન્સિમાં વહેતી કચ્છના અખાતમાં જાયછે. તેના ઉપર રાધનપુર, ડીસા, ઈત્યાદીક શેહેરો આવેલાં છે. ૬ વિશ્વામિત્રી—આ નદી રેવાકાંઠામાં આવેલા પહાડોમાંથી નીકળી ઢાઢરનદીને મળેછે. તેના ઉપર સર્વથી મોટું શેહેર વડોદરાછે. (૭) મહી—તે ઉજણ તરફના પહાડોમાંથી નીકળી પશ્ચિમ તરફ વહી છેવટ ખંભાતના અખાતમાં જાય છે. તેના ઉપર ખંભાત, લુણાવાડા, વગેરે ઘણાં ગામો આવેલાંછે. (૮) સાબરમતી—મહીકાંઠામાં આવેલા પર્વતોમાંથી નીકળી દક્ષિણતરફ વહી ખંભાતના અખાતમાં જાયછે. તેના ઉપર અમદાવાદ, સાદરા, વગેરે બહુ શેહેરો આવેલાંછે. (૯) ઢાઢર—રેવાકાંઠા એજન્સિના ડુંગરોમાંથી આ નદી નીકળેછે. અને તે પશ્ચિમ તરફ વહી ખંભાતના અખાતમાં જાયછે. (૧૦) વાત્રક—તે સાબરમતી નદીને મળેછે. તેના ઉપર ખેડા, મેમદાવાદ, વગેરે ઘણાં નાનાં મોટાં ગામો આવેલાંછે. (૧૧) તાપી—આ નદી સાતપુડાના ડુંગરામાંથી નીકળી અરબી સમુદ્રમાં જાયછે. તેના ઉપર સુરત, માંડવી, બહુધાન વગેરે શેહેરોછે. (૧૨) નર્મદા—સાતપુડામાંથી ઉત્પન્નથઇ ખંભાતના અખાતમાં જાયછે. તેના

ઉપર ભરૂચ, નાંદોદ, ચાણોદ, વગેરે શેહેરોછે. અને તે સિવાએ બીજાં નાનાં મોટાં ગામો પુષ્કળ આવેલાંછે. (૧૩) કૃષ્ણા—તે સંહ્યાદ્રિપર્વતમાંથી નીકળેછે. અને બંગાળી ઉપસાગરને મળેછે તેના ઉપર જમખંડી વગેરે શેહેરોછે. (૧૪) ગોદાવરી—તે સંહ્યાદ્રિપહાડમાંથી ઉત્પન્ન થઇ બંગાળી ઉપસાગરમાં જાયછે. તેના ઉપર નાશિક મોટામાં મોટું શેહેરછે. (૧૫) ભીમા—આ નદી પણ સંહ્યાદ્રિપર્વતમાંથી નીકળે છે. અને કૃષ્ણાનદી સાથે સંગમકરી બંગાળી ઉપસાગરમાં જાયછે. (૧૬) મૂળામુંઠા—તે સંહ્યાદ્રિમાંથી પેદા થઈ ભીમા નદી સાથે સંગમ કરેછે. તેના ઉપર પુણા શેહેર આવેલુંછે. ઉપર કહેલ નદીઓ પૈકી સરસ્વતી, સાબરમતી,તાપી, નર્મદા, ગોદાવરી, સિંધું, વગેરે નદીઓને લોકો પ્રવિત્ર ગણેછે. અને તેમાં નહાવાથી તમામ પાપ નાશ થાયછે એવું તેઓ માને છે.

પ્ર૦ ઉપર બતાવેલ નદીઓ પૈકી સર્વથી મોટી નદી કઇછે? ને તેને શું કહેછે?

ઉ૦ સર્વથી મોટી નદી સિંધૂછે ને તેને નદ કહે છે.

પ્ર૦ નદ કહેવાનું શું કારણ?

ઉ૦ બહુ મોટી નદી હોય તે નદ કહેવાયછે. તો આ સીંધૂ નદી પણ મોટી છે, માટે તેને નદ કહેવામાં આવેછે.

પ્ર૦ મુંબાઈ ઇલાકામાં બંદરો કયાં કયાંછે ને તે પૈકી સર્વથી મોટાં કયાંછે તે કહો?

ઉ૦ કરાંચી, માંડવી, પોરબંદર, ભાવનગર, ઘોલેરા, મુંબાઈ, વસાઇ, સુરત, વિજયદુર્ગ, રાજાપૂર, ભરૂચ, ખંભાત, ઘોઘા, મહુવા, જાફરાબાદ વગેરે ઘણાં બંદરો આવેલાંછે. તેમાં મુંબાઈ, કરાંચી, અને કારવાડ એ ત્રણે બંદરો સર્વથી મશહુરછે. અને તેમાં વપાર પણ ઘણોજ ચાલેછે.

પ્ર૦ આ ઈલાકામાં બ્રીટીશ લસ્કરની છાવણીઓ કયે કયે ઠેકાણેછે તે કહો?

ઉ૦ અમદાવાદ, ડીસા, પુના, માલેગામ, વડોદરા, રાજકોટ, ભુજ, વગેરે ઠેકાણેછે.

પ્ર૦ મુંબાઈ ઈલાકામાં દીવ, દમણ, અને ગોવા તે કોને તાબેછે?

ઉ૦ તે ત્રણે શેહેરો ફિરંગી લોકોને તાબેછે.

પ્ર૦ ઠઠ્ઠા, કરાંચી, કારવાડ, કપીલકોટ, સિંધુ, વગેરેનાં બેવડાં નામ હોય તે કહો?

ઉ૦ ઠઠ્ઠાનું, બ્રાહ્મણાબાદ, કરાંચી તેનું બીજું નામ દેવળગામ, કારવાડનું બેવડું નામ સદાશિવગઢ, કપીલકોટ=કેરો અને સિંધુનું બીજું નામ અટકછે.

પ્ર૦ ઠઠ્ઠા, ઉમરકોટ, રાજકોટ, દ્વારકાં, અમદાવાદ, ભાવનગર, કરાંચી, ભુજ, હૈદરાબાદ, ખેડા, ચાંપાનેર, ખંભાત, જુનાગઢ, મુંબાઇ, અહમદનગર, પુના, વડોદરા, સુરત અને ભરૂચ, એશેહેરોના વર્ણનની સાથે તેમાં કઇ ચીજો વખ-

ણાયછે તે કહો? અને તે નદી ઉપર હોયતો કઇ નદી ઉપ-રછે તે કહો?

ઉ૦ ઠઠ્ઠા—એ શેહેર સિંધમાં આવેલુંછે. તે જુનામાં જુનું શેહેર છે. પ્રથમના કરતાં ઠઠ્ઠામાં વેપાર ઓછો થયોછે. ૨ ઉમરકોટ—સિંધમાં આ શેહેર મોટું છે. તેમાં વેપાર સારો ચાલે છે. ૩ રાજકોટ—આજી નદી ઉપર આ મોટું શેહેરછે. તે આખા કાઠીઆવાડની રાજધાનીછે. તેમાં રાજકુમાર કોલેજ, ટ્રેનીંગકોલેજ વગેરેસારાં મકાનો છે. સુધરાઈ ખાતામાં આ શેહેર સારૂં છે. ૪ દ્વારકા—ને કાઠીઆવાડ એજન્સિમાં છે. આ શેહેર ઘણું જુનુંછે ત્યાં હિંદૂ લોકોની મોટી જાત્રા છે. અને તે ગાયકવાડ સરકારને તાબે છે. ૫ અમદાવાદ—સાબરમતી નદી ઉપર ગુજરાતની રાજધાની છે. તેમાં રેશમી કાપડનાં કારખાનાં, ઘણા સંચા અને મોટી મોટી હવેલીઓ છે. ૬. ભાવનગર—કાઠીઆવાડમાં છે. તેમાં વેપાર સારો ચાલે છે. તેને બંદર પણ કહે છે. ૭. કરાંચી—આ મોટું બંદર છે. તેમાં વેપાર સારો ચાલે છે. અને તે સિંધમાં છે. ૮. ભૂજ કચ્છનું મુખ્ય શેહેર છે. ને તેમાં મહારાજા રહે છે. તથા બ્રીટીશ છાવણી છે. અહીં સોના રૂપા અને ભરતનું કામ સારૂં થાય છે. ૯. હૈદ્રાબાદ—તે સિંધમાં સર્વથી મોટું શેહેર છે. અને વેપાર ઘણો ચાલે છે. ૧૦. ખેડા—તે જીલ્લાનું મુખ્ય

શેહેર સેઢી નદી ઉપર છે. ૧૧. ચાંપાનેર—પ્રથમ તે મોટું શેહેર ગણાતું. પણ હાલમાં ઘણો ફેર પડી ગયો છે. તેને અસલ ચંપાવતી નગરી પણ કહેતા હતા. ૧૨. ખંભાત—આ શેહેર ખંભાત શંસ્થાનમાં છે. તે મહી નદી ઉપર છે. અહીંની સુત્રફેણી વખણાય છે. ૧૩. જુનાગઢ—કાઠીઆવાડમાં છે. તેની પાસે ગીરનારનો પર્વત છે. ૧૪. મુંબાઇ—આ શેહેરમાં ઘણી જાતના લોકો વસે છે. ઈન્સાફની મોટી કચેરી આ શેહેરમાં છે. તેમજ ગવર્નર સાહેબનું આ સદર સ્ટેસન છે. ૧૫. અહમદનગર—બાહાદૂર ચાંદબીબી આ શેહેરમાં થઇ ગઈ હતી. તે સીનાનદી ઉપર મોટું શેહેર છે. ૧૬. પુના—તેમાં ઈંગ્રેજી લસ્કરની છાવણી છે. હાલમાં બ્રીટીશ સરકારના તાબામાં છે. ૧૭. વડોદરા—ગાયકવાડી રાજ્યનું મુખ્ય શેહેર છે. તે વિશ્વામીત્રીનદીને તીરે આવેલું છે. તેમાં ગાયકવાડ સરકાર રહે છે. ૧૮. સુરત—આ શેહેર અગાઉ ઘણું મોટું ગણાતું તેમાં વેપાર પણ પુષ્કળ ચાલતો પણ હાલ ત્યાં વેપાર પડી ભાગી મુંબાઈ વેપારનું મથક થયું છે. આ શેહેર તાપી નદી ઉપરછે. ૧૯. ભરૂચ—આ જૂનું શેહેર નર્મદાનદીના મુખ ઉપર છે. તેમાં વેપાર સારો ચાલે છે.

પ્ર૦ મુંબાઈ ઇલાકાના દેશી રાજ્યોમાં કેટલી વસ્તી છે ?
ઉ૦ ૬૯,૪૧,૨૪૯, માણસોની છે.

પ્ર૦ મુંબાઇ બેટ ઈંગ્રેજને ક્યારે તથા કોની પાસેથી મળ્યો?

ઉ૦ ઈ. સ. ૧૬૬૧ માં પોર્તુગાલના રાજા પાસેથી મળ્યો.

પ્ર૦ મુંબાઈમાં મીઠું પાણી શી રીતે લાવતા હશે?

ઉ૦ સાષ્ટી બેટ પાસે વિહાર નામે તળાવ બાંધ્યું છે. તેમાંથી નળો કરી તે વડે મીઠું પાણી લેછે.

પ્ર૦ નવા નગર, ખૈરપૂર, રાધનપૂર, પાલણપુર, સચીણ, પોરબંદર, ભાવનગર, કોલ્હાપુર, ઈડર, ધ્રાંગધરા, વડોદરા, ખંભાત, જુનાગઢ, વાડાસીનોર વગેરે ઉપર અમલ કરનાર રાજાને શું કહેછે?

ઉ૦ નવાનગરના રાજાને જામ કહેછે. ખૈરપૂરના રાજ્યાધિકારી અમીર કહેવાય છે. રાધનપુરના રાજ્ય કર્તા નવાબ બાબી ઓલાદના કહેવાય છે. પાલણપુરના રાજ્ય કર્તાને દિવાન સાહેબ કહેછે. સચીણમાં નવાબનું રાજ્ય છે. પોરબંદરના રાણા કહેવાય છે. ભાવનગર, કોલ્હાપુર, ઈડર વિગરેના રાજ્ય કર્તાને મહારાજા કહેછે. ખંભાતમાં નવાબનું રાજ્ય છે. જુનાગઢ, વાડાસીનોરના રાજાને પણ નવાબ કહેછે.

પ્ર૦ બેટ કોને કહેછે? ને તેથી ઉલટું શું? તે કહો.

ઉ૦ જે જમીનના ભાગની ચારે દિશાએ પાણી વીંટલાએલું હોય તેને બેટ કહેછે. (બેટનું બીજું નામ દ્વીપ કે ટાપુ) તેનાથી ઉલટું સરોવર હોય છે.

પ્ર૦ સરોવર કોને કહેછે?

ઉ૦ પાણીનો જે ભાગ ચારેતરફ જમીનથી વીંટાએલો હોય તેને સરોવર કહેછે.

પ્ર૦ તળાવ કોને કહેછે?

ઉ૦ સરોવરથી નાનો ભાગ હોય તેને તળાવ કહેછે.

પ્ર૦ ખંડ, સંયોગી ભૂમી, ખીણ, ઉચ્ચ પ્રદેશ, પર્વત, ડુંગર, હાર, સપાટપ્રદેશ, સામુદ્રધુની, અખાત, ઉપસાગર, સમુદ્ર, મહાસાગર, નદી, મુખ, નળ, ખાડી, વગેરે શબ્દોથી તમે જાણીતા હોય તેટલું કહો?

ઉ૦ ઘણા દેશોવાળા જમીનના મોટા ભાગને ખંડ કહેછે. ૨ જમીનનો એક સાંકડો ભાગ જમીનના બે મોટા ભાગોને સાંધેછે તેને સંયોગીભૂમી (જમીનનું જોડાવું) કહેછે. ૩ પર્વતની વચમાં આવેલા નીચાણના દેશને ખીણ કહેછે. અને પર્વતો ઉપર આવેલો ઉંચાણનો પ્રદેશ એટલે ઉચ્ચ પ્રદેશ કહેછે. ૪ જમીનથી બહુ ઉંચાણ સુધી પથ્થરો આવેલા હોય તેને પર્વત કહેછે. ને પૃથ્વીની સપાટીથી નજીક ઉંચાણમાં જે પથ્થર આવેલા હોય તે ડુંગર કહેવાયછે. જમીનની સપાટી ઉપર ડુંગરો અરસપરસ સંધાએલા હોયછે. તેને હાર કહેછે. મેદાનવાળા પ્રદેશને સપાટ મુલક કહેછે. પાણીનો નાનો ભાગ પાણીના બે મોટા

ભાગ સાથે જોડાએલો હોયછે, તેને સામુદ્રધુની કહેછે. સમુદ્રનો લાંબો ફાંટો જમીનમાં ગએલો હોય તેને અખાત કહેછે. અખાતનું મોઢું પહોળું હોય તો તે ઉપસાગર કહેવાયછે.. મહાસાગર કરતાં નાનો પાણીનો ભાગ તેને સમુદ્ર કહેછે. (સમુદ્રનું પાણી ખારૂં હોયછે) ખારાપાણીનો મોટો ભાગ તે મહાસાગર કે મોટો સમુદ્ર કહેવાયછે. પર્વતમાંથી યાતો સરોવરમાંથી મીઠા પાણીનો પ્રવાહ નીચાણવાળી જગામાં વહેછે. તેને નદી કહેછે. નદી સમુદ્ર વગેરેને મળે માટે જે જગાએ તેને મળે તે જગા તેનું મુખ કહેવાયછે. પાણીનો સાંકડો પટ જમીન ઉપર વહે તેને નળ કહેછે. પહોળા મોડાવાળી નદી તેને ખાડી કહેછે.

પ્ર૦ સંયોગીભૂમી, ભૂશીર, અને ખીણુથી ઉલટું હોય તેને શું કહેછે?

ઉ૦ સંયોગીભૂમીથી ઉલટું હોય તેને સામુદ્રધુની કહેછે. ભૂશીરથી ઉલટું હોય તે અખાત કહેવાય. અને ખીણુથી ઉલટાને ઉચ્ચ પ્રદેશ કહેછે.

પ્ર૦ ભૂશીરનાં બીજાં નામ હોય તો કહો?

ઉ૦ ભૂશીરને કોઇ વખત ભૂશલાકા, બિંદુ, કેપ, વગેરેછે.

## ઇતિહાસનો પ્રશ્નોત્તર.

પ્ર૦ પાટણ કઇ સાલમાં અને કોણે વસાવ્યું તે કહો?

ઉ૦ ઇ. સ. ૭૪૬ માં વનરાજ ચાવડાએ વસાવ્યું.

પ્ર૦ તે વનરાજના બાપનું નામ શું અને તેનું રાજ્ય ક્યાં હતું ?

ઉ૦ જયશિખર. તેનું રાજ્ય પંચાસરમાં હતું.

પ્ર૦ પંચાસરમાં તેનો બાપ રાજ્ય કરતો હતો, ત્યારે તેના દીકરા વનરાજને પાટણ સ્થાપી ત્યાં રાજ્યગાદી કરવાની શી જરૂર પડી ?

ઉ૦ તેના બાપ જયશિખર ઉપર ભૂવડે સ્વારી કરી સરવસ્વ જીતી લીધું. અને જયશિખરને મારી નાંખ્યો. તેથી વનરાજને પાટણ વસાવી નવું રાજ્ય સ્થાપવું પડ્યું.

પ્ર૦ ભૂવડ ક્યાંનો રાજા હતો ? તેને ને જયશિખરને શા માટે લડાઇ થઇ ? કેવી રીતે થઈ ? અને છેવટ તેનું પરિણામ શું થયું ?

ઉ૦ કનોજ દેશમાં કલ્યાણી કરીને શેહેર છે ત્યાં ભૂવડ રાજ કરતો હતો. આ રાજાએ ઘણા દેશો જીતી ચક્રવર્તીપદ ધારણ કર્યું હતું. પંચાસરમાં જયશીખરનું રાજ્યછે એવી તેને ખબર નહોતી. તેના દરબારમાં એક ઘણો હોશિઆર કવિ હતો. તેને કોઇ કાવ્યમાં જીતી શકતા નહોંતા. તેમજ જયશિખરના દરબારમાં પણ વિખ્યાતી પામેલો શંકરનામે મહાકવી હતો. તેને ભૂવડના દરબારમાં

સારો કવીછે એવી ખબર મળી, તેથી તે કવિને જીતવા પોતે ભૂવડના દરબારમાં ગયો. ત્યાં બે કવિશ્વરો વચ્ચે વાદ વિવાદ થતાં શંકરની જીત થઈ. તેથી મહારાજા ભૂવડે ખુશી થઈ તેને ઘણું ઈનામ આપવા માંડ્યું. પણ સ્વદેશાભિમાની શંકર તેથી રાજી નહીં થતાં ઈનામ ન લીધું. એટલુંજ નહીં પરંતુ ભૂવડને અપમાન ભરેલાં વાક્યો સંભળાવી પોતાના રાજાની કીર્ત્તિ ગાઈ. તેથી ભૂવડને ખબર પડી કે કવિશ્વર આટલું વખાણ કરેછે, એવા જયશિખરીનું રાજ્ય હજીસુધી જીતી લીધું નથી. તેથી તેણે પોતાના પ્રધાનોને ઠપકો આપ્યો. અને મીર નામનો તેના દરબારમાં મોટો સૂરવીર સેનાપતિ હતો. તેને મોટી ફોજ આપી જયશિખરને જીતવા મોકલ્યો. પણ તે હારીને અપમાન સાથે પાછો આવ્યો. તેથી મહારાજા ભૂવડને ઘણો ક્રોધ ચડયો. અને તેણે પોતાની સૈન્યા સજ કરી જયશિખર ઉપર મોટા ઠાઠ માઠથી ચડયો. ઘણા દિવસ લડયો. પણ જયશિખર જીતાગો નહીં. જયશિખરને ઘણી લાભકારી મદદ કરનાર તેનો શાળો સૂરપાલ છે. એવી ખબર પડયાથી પોતે સૂરપાલને છળવા ઘણો પ્રયત્ન કર્યો. તે મિથ્યા ગયો. એટલુંજ નહીં પણ ગુર્જર સેનાપતિ સૂરવીર સૂરપાળે ઉલટું તેનું ઘણું અપમાન કર્યું. આવી રીતે જયશિ-

ખરની જીત થઈ. પરંતુ ભૂવડ ઘેરો ઉઠાવી પાછો ન જતાં ઉલટી પોતાના દેશથી ફોજની કુમક મંગાવવા લાગ્યો. એટલુંજ નહીં. પણ જોઇતો ખોરાક પોતાના દેશમાંથી મંગાવે. અને હમેશાં જયશિખરી ઉપર હુમલો જારી રાખે. આવી રીતે થવાથી જયશિખરીનાં માણસો બીલકૂલ થોડાં રહ્યાં. ત્યારે પોતે વિચાર્યું કે હવે હું નક્કી મરવાનોજ. માટે મારી ગર્ભવંતી સ્ત્રીને વનમાં મોકલી આપું. જો તેને પુત્ર પ્રસવે તો તે કોઈ વખત મારૂં વેર વાળે. એવા વિચારથી તેને છાની સૂરપાળ સાથે વનમાં મોકલી. બીજે દીવસે પોતે ઘોર યુદ્ધ કરી મરણ પામ્યો. અને પંચાસર નગરીનું રાજ્ય બાવનમે દીવસે ભૂવડને હાથ ગયું, અને દૂર્દશા પામ્યું.

પ્ર૦ તેની રાણી અને સેનાપતિ ક્યાં ગયાં. અને રાણીને શું જન્મ્યું ?

ઉ૦ પછી રાણીને કેટલેક છેટે વનમાં મૂકી સૂરપાળ જયશીખરને મદદ કરવા પંચાસર ભણી ચાલ્યો. પણ રસ્તામાં તેણે માઠા સમાચાર સાંભળ્યા. તેથી તે નાશી ગયો. અહીં વનમાં જયશિખરીની રાણી રૂપસુંદરીનું રક્ષણ ભીલોએ ઘણી બહાદૂરીથી અને નિમક હલાલીથી કર્યું. પછી રાણીને ત્યાં કુંવરનો જન્મ થયો. તે વનમાં જન્મ્યો. તે યાદગીરી રાખવા તેનું નામ વનરાજ એટલે વનુભાયા વ-

નનો રાજા પાડવામાં આવ્યું.

પ્ર. વનરાજ જે ઠેકાણે જન્મ્યો તે ઠેકાણે હાલ કયું શેહેર છે? ને તેને આગળ શું કહેતા?

ઉ. વનરાજ જન્મ્યો તે ઠેકાણે હાલ ચંદૂર છે. અને પેહેલાં તેને ચંદ્રનગર કહેતા હતા.

પ્ર. વનરાજે વગર દોલતે પાટણ શી રીતે વસાવ્યું તે કહો.

ઉ૦ ભૂવડે પંચાસર જીતીને તેની ઉપજ પોતાની દીકરીને આપી હતી. તેનાં માણસો ખંડણી ઉઘરાવી જાય. તે રસ્તામાંથી વનરાજ પડાવી લે. એ રીતે વનરાજે ઘણા લૂટારાને ભેગા કરી બહુ લૂટ મેળવી. તે દોલતવડે પાટણ વસાવી ત્યાં પોતાની રાજધાની કરી. છેવટ તેણે ભૂવડનો ઘણો મુલક જીતી લઇ ભૂવડના રાજને તેના મરણ પછી નબળી હાલતમાં કરી નાંખ્યું.

પ્ર૦ ચાવડા વંશના કેટલા રાજા તમારા જાણવામાં છે. અને તેમાંથી પાટણની ગાદીએ કેટલા રાજા થયા. અને તેમણે કૂલ કેટલાં વરસ સુધી રાજ કર્યું?

ઉ૦ ચાવડા વંશના કૂલ આઠ રાજા થયા. તેમાં પેહેલો જયશીખર બાદ કરતાં બાકીના સાતે પાટણમાં ૧૯૬ વરસ સુધી રાજ કર્યું.

સમાપ્ત.

# જાહેર ખબર.

---

નકશા શિક્ષક ભાગ ૧ લાની ઘણી નકલો ખપી ગઇછે ફક્ત જુજ બાકીછે. જોઇએ તેમણે જલદીથી મંગાવી લેવી. વધારે ખુલાસો ચાલતી સાલના મે માસના ગુજરાત શાળાપત્રમાં જાહેર ખબર વાંચવાથી મળશે.

---